દેનારને દોષ ન દઇએ કરમે લખ્યા લેખ, જુવો. ૧૯
આવી જેને નાર મળી તેને તો સંતાપ;
તે પુરૂષને માથે ભાગી, પાંચ મળીયાં પાપ જુવો. ૨૦
નરનારી સા સાંભળો, કોઇમાં ધરશો રોશ.
દીઠી એવી દાખવી દેશો માં મન દોશ; જુવો. ૨૧
ચમનલાલ તો સાચું કહે ડાહ્યાની નજર પુગે
આ નારથી ફુવેડ માથે ફુવડ માથે શીંગડાં ન ઉગે જુવો. ૨૨

# ભાગ ૧૬ મો.

## માણીગરની સાખીઓ

### ગરબી ૧ લી.

મોહોલે પધારો મહારાજ માણીગર મોહોલે પધારો,
નારી જુવે છે વાટ માણી મારા શા છે અપરાધ માણી.
એમ રૂદન કરે રાધા નાર. માણીગર ટેક
શીશી ભાગ્યો સાંધતા મન ભાગ્યું કુવેણ મા. ૧
સોનું કરીને સાચવ્યું કરમે નીકળ્યું કથીર;
ચીંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોશે સુકાણાં શરીર, મા. ૨
ચંદા દુજને પુજતી, કરતી સોમવાર;
ઘડી એક મોડા ઉગજે મારા પિયુડા પિયુ મીલાવણહાર. મા. ૩
સાહેલી સાગર ઉલટયો રત્ન તણાયાં જાય;
કરણ પટ ભરે મુઠડા; તેના શંખલે હાથ ભરાય, મા. ૪
જોબન જાતાં જાણુતી, કરતીજ મોંઘા મુલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ લાવે ફુલ મા. ૫
પ્રીત એસી કીજીએ; જેસો ટંકણ ખાર

આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. મા, ૬

મીત્ર મીત્ર સબકું કહત, તાલી મીત્ર અનેક;

વીપત પડે શે શીર લહે, એવો જગમાં જવલે એક મા. ૭

## ગરબી ૨ જી.

માણીગર આવો મારે મહોલે માણીગર આવો;

વ્હાલા સાતે લોચન લલચાવો મારે મહોલે માણીગર આવો;

ઘણા દીવસની ધવાઉં છું જુડી. તે આજે લઈએ લહાવો મા૦ ૧

ના નવ કહેશો કયાં ક્હો મળશો, નહી આવે અવસર આવો મા૦ ૨

મન માની મોજે માણીશું ફરી તો હેવે નહીં ફાવો મા૦ ૩

જ્યારે ત્યારે પણ હું છું તમારી શીદને નાથ તલસાવો. મા૦ ૪

અવર સુધારસ સુખનો સાગર, આજ પીઓ ને પાઓ. મા૦ ૫

રસીક રાય છો દયાના પ્રિતમ, માટે મારો છે દાવો, મા૦ ૬

## ગરબી ૩ જી

વાસલડી વાજે સાંજે આજ વાસલડી વાજે.

સ્વામી ભુલી માં જાજો, સાંજે આજ વાંસલડી વાજે. ટેક

જે જેમ કરવું હોય તે રીતે, તો ગીરધારી વિશે ગાજે. સાંજે. ૧

કોઇને ના કહેશો કદી કોઇ પુછે તો સમે જુગને ખાજે. સાંજે. ૨

નંદ જશોદાજી તો છે ભોળાં તેને વીવેક વહજો, સાંજે. ૩

આપ તો સદા સુખી છો પણ આજ સુખ મારૂં થાજો, સાંજે. ૪

મારા દોશ ના વિચારશો વાલમદીન બંધુ થાજો. સાંજે. ૫

દયાના પ્રિતમ જાણી દાસી પોતાની, પ્રેમરસ પુરણ પાજો. સાંજે ૬

## ગરબી ૪ થી.

ફુલી અલબેલી આવ્યા વહાલો ફુલી અલબેલી;

વિરહ દુઃખ નાંખ્યું છે રેલી, આવ્યા વહાલો ફુલી અલબેલી. ટેક.

શ્યામ સુંદરનું મુખ નીરખી ગોપીકા થઇ ઘેલી; આ૦ ૧
વિરહ અગ્ની ઓલાયો અંતરનો, થઇ આનંદની હેલી આ૦ ૨
તેમ ફુલી જેમ પાસે રંગ મહા રત્ન મણી પેલી આ૦ ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રમ થઇ શેહલી, આ૦ ૪
દયાના પ્રીતમની સંગે રમતાં; વાધી પ્રેમની વેલી, આ૦ ૫

## ગરબી ૫ મી.

ગીરધારી ગોપી રૂપ એક ગીરધારી ગોપી,
જેમ પ્રતીબીંબ સંગ રમે બાળક એમ લીલા ઓપી રૂપ૦ ૧
કાશીમાં મુકીને શ્રી ગોકુળમાં પ્રેમવેલ રોપી, રૂપ૦ ૨
વ્રજવનીતાને વશ થયા વીઠલ વેદ વચનને લોપી, રૂપ૦ ૩
શુદ્ધ ચીતે પ્રેમરસ ના પીધો શું થયું પહેરે ટોપી, રૂપ૦ ૪

---

## સાખીઓ શમશાઓ

ગોકુળીએ લેઇ ચાલ વાલા ગોકુળથી વંદ્રાવન રહું,
તે મુજને દેખાડ વાલા થેઇ થેઇ રાસ રમાડ વાલા,
રાસ રમ્યાના કોડ વાલા, જે જે શ્રી રણછોડ વાલા
સરસ્વતી માતાને વીનવું, ગણુપત લાગુ પાય;
અલબેલી અંબા આશ પુરજો, ગુણુ શેવક તમારા ગાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા.
ત્રાંબા સુત રીપુ તોડાગર તાબરખ અસ્વાર
તો માતા પીતા ભુસણ તો વેરી સામ જુહાર વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા (ભગવાન) ૨
ચંદન ભરી તલાવડી માતીડે બાંધી પાળ;
સરોવર પાણી સંચર્યા, રાધા રાણી પાણીડાંની હાર વાલા.
ગોકુળીએ લઈ ચાલ વાલા, ૩

પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અરધું અંગ ફરે ફુદડી, તેનું અજીઠું સઉકો ખાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ( ઘંટી ] ૪
ડુંગર ઉપર દેવડી, સોનાની ઘડે સોનાર;
કાનજી ઘડાવે વેળીયા; રાણી રાધા ઘડાવે હાર વાલા,
ગોકુળીએ લેઈ ચાલ વાલા. ૫
પાંચ વેંતની પુતળી મુખ લોઢામાં દંત
નારી સંગે નીત રમે, તમે ચતુર વીચારો ચીત વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા ( સાબેલું ) ૬
કુવા ઢાંકણ ઢાંકણું ખેતર ઢાંકણુ વાડ.
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનુ ઢાંકણુ નાર વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા.
[illegible] સીતા હરણ નહી લંકાપતી રાય,
[illegible] કઉરવ હણ્યા મોકલાવો મારા નાથ વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( ચીર ) ૮
મગ મગ જેવડાં મોતીડાં, આંડાઅવળાજ વેહ;
જુવા માબાપનાં છોરૂવાં તમને આવડો શો સ્નેહ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૯
સોપારી જેવડું સારંગડું તલનો ત્રીજો ભાગ.
એ સારંગડે બે રત્ન મળ્યાં. એક ધરતી ને બીજું આભ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા ( આંખની કીકી ) ૧૦
ડુંગર ઉપર દેવડી ઉપર કળામય મોર,
રાજા તારા મહેલમાં મેં તો દીઠું અંધારૂં ઘોર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૧

વેંત જેવડી વરખડી ને ઢાલ જેવડું ફુલ;
કાંચા કમળ ઉતરે, તેનું પાકે થાયે મુલ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, (કુંભારનો ચાક) ૧૨
ખંભાતી ગાડાં જોતર્યાં મહી ભર્યું છે હીર;
પીઉજી હોય તો મુલવે મારાં ફાટી ગયાં ચીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૩
નગરમાં નાગી ફરે વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો મારી સગી નણદના વીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, (સોપારી) ૧૪
ખંભાતી ગાડાં જોતર્યાં મહી ભર્યો છે દાંત;
પીઉજી હોય તો મુલવે, મને રાતા ચુડાની ખાંત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા ૧૫
ગાય વીયાણી ગાંદરે વાછરડું. વાડા માંહી,
નારી ઝુલે પારણે, તેનાં છોરૂડાં લશ્કરમાંહી વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા (બંદુક) ૧૬
આંબલી થડ ચીકણી, ટુંકા ટુંકા પાન
પીઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭
નારી પીંડી નર થયો સુરા પહેલો ધાય;
આઠ માસ રણ ગાજતી, પછી નારી થઈ ઘેર જાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, (ગોફણનો ગોરો) ૧૮
પાટણ દીવો પ્રગટીયો, મેશ પડી મેવાડ,
આંજનારી આબુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૯

પડી પડી પણ ભાગી નહી, કકડા થયા બે ચાર,
વગર પાંખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વીચાર વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા, (રાત) ૨૦
આંબો વાવ્યો દક્ષિણ દેશમાં ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે વેડાયો ઝાલાવાડ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૨૧
આઠ કડકે નીપજ્યો બે નારી નર ચાર;
તેમાં બે નપુશક વસે તમે તજ્યો ભરથાર વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (પલંગ) ૨૨
તનના કરૂં ત્રાજવાં મનનો કરૂં બજાર
હઇયાની કરૂં હાટડી, હું તો વણજ કરૂં વેપાર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૩
નારીને તે નર ઘણા ઝાઝાં સાથે પ્રીત;
નારી પહેલો નર મરે તે તો કોના કુળની રીત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૪
જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નાણ,
માથુ વાઢે મરે નહીં એની ખાલ ખેંચે જીવ જાય વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ડાંગર) ૨૫
આંબો ટેએ મોરીઓ, કોણ સોંપુ રખવાળ;
પેલો પાડોશી પાટલો, મારો પરણ્યો નાનેરૂં બાળ વાલા,
ગોકળીએ લેઇ ચાલ વાલા. ૨૬
બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ;
ચતુર નર સમસ્યા કહો. એ તો બેટી કે બાપ વાલા.
ગોકળીએ લેઇ ચાલ વાલા. (આંબલી) ૨૭

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એ તો ઉભી ઝોલાં ખાય વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૨૮

હસ્તી ચઢણુ ગઢ રંગણુ, વેસ્યા વલ્લભ જેમ;
પીઉં પધારો તેને હાટડે, મોકલવો તેવું તેલ વાલા;
ગોકુળીએ લેઈ ચાલ વાલા, (સીંદુર) ૨૯

આંગણે વાવું એલચી, સીચાવું નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે, નીકળ મહીયર વળાવી મેલ;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૩૦

ત્રણ મુખ ને તેર પગ, સાંભળો ચતુર સુજાણ;
નર ઉપર નારી ચઢે, પછી થઇ છે તાણા તાણુ વાલ,
ગોકુળીએ લઈ ચાલ વાલા. (દુઝણું) ૩૧

દરીએ મોતી નીપજે, નહી મોતીનું મૂળ;
ભાગ્યો દાણો નહી મળે, એક બીજું મન વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા,

# ભાગ ૧૭ મો.

## ગરબીઓ.

ચાલ સખી સેલાણી આવ્યો મારા બાગમારે—એ રાગ.

તમે વીસરી વીસરી વીસરી રાજ મને બંસી વજાડી
કહાના વીસારી. ટેક૦

મુને મુકી ગયા બાળે વેશમારે,
લીધી સુધ ન લવલેશ, મને૦ ૧

દાસી જાણીને આવો મારા મહેલમારે,
વીના છત્રપતિ તો નથી ચેન. મને૦ ૨

મને નીદ્રા ન આવે સેહેજે એકલીરે,
બીના બાલમ કટે કેસે રેન, મને૦ ૩
મારા જોબનમાં પુર વહી જાય છેરે
તમે આવી માણો મહારાજ. મને૦ ૪
કોઇએ ભરમાવી દીધો મારા છેલને જો,
કીધાં ઘાયલ પ્રીતમ તારાં નેણુ મને૦ ૫
ઓધવ સંદેશો કેજો મારા શામનેરે
વહેલા વળે ત્રીભોવન રાજ. મને૦ ૬
કરજોડી ઓધવ કહું નાથનેરે,
વહે વ્યાકુલ સદા વ્રજનાર. મને૦ ૭
એવું સુણીને રાજ પધારીઆરે,
ગોપી આનંદ ઉર અપાર, મને૦ ૮

............

મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની મોહનીરે,
રાજ અમને માયા લગાડી મોહનીરે, ટેક૦
હું તો હાલું ચાલું ને મને સાંભળેરે,
જોઉં જોઉંરે પ્રીતમ તારી વાટ. મને૦ ૧
વાલો જુમનાની તીરે એકલોરે,
ત્યાં તો ખોબ્લે ઉરાડે નીર, મને૦ ૨
મુંબઇ શહેરનાં તે મોતી વાપર્યાંરે
તે તો આવ્યાં અમારે દેશ, મને૦ ૩
પાતળીઓ હોય તે મુલવેરે,
અલબેલી દરીયા પાર માને૦ ૪

કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે,
તે તો અમારે દેશ, મને૦ ૫
જુણીસો હોય તે મુલવેરે,
છોગાળો દરીયા પાર, મને૦ ૬
સુરત શહેરનાં સાળુ વાપર્યારે,
તે તો આવ્યાં અમારે દેશ, મને૦ ૭
પાતળીઓ હોય તે મુલવેરે,
શામળીઓ દરીઆ પાર મને૦ ૮
હવે મોહન મથુરાથી આવીયારે:
સર્વે વસ્તુની વોરત થાય. મને૦ ૯
તમે નિર્દય કઠોર નંદલાલ છોરે
કીધાં ઘાયલ ન લીધી સંભાળ. મને૦ ૧૦
એવું સુણી પ્રીતમ પધારીયારે;
આવી કીધી લીલા લ્હેર. મને૦ ૧૧

## ગરબી દક્ષણી ભાષાની

( ગોકુળીએ લઇ આલોરે, ઓધવરાજ હમને એ રાગ. )

તુમહી ભીલા વીસરૂ કે ઘેલારે જાદવ નંદકૃષ્ણ,
લબાડ વચન દીલારે જાદર નંદ,
ગોધી વીજ્જામાઝી કોણુલામી સાંગુ
યાંચા તી તુમચે પાય લાગુરે, જાદવ૦ ૧
હરીચી વાટ મી આહોનીશ પાહુ
કૃષ્ણ વીજોગે કુઠે જાઉરે,
દર્શન દો માઘા કૃષ્ણ મોરારી,
મા મી તુમાપર વારીરે જાદવ૦ ૨

લખાડ શપત તુમી અમચી બાલા
સવચીમાં ધરી જાવું ન રહતારે,
સવતીયાં ટેંડ મીતાં પાહતાચી નહી,
સત્ય સાંગુ અમીસાઇરે, જાહલ૦ ૩
અશે આયકુતી હરી રાધા ધારી આસે
હામીચે સ્વામી પ્રસન્ન ઝાલેરે. જાહલ૦ ૪

---

## ગરબી વૃજભાષાની

શામળા ઠાડી રહું કે ઘર જાવું ઠાડી ઠાડી કમળાવુંરે
શામળા રહું કે ઘર જાવું, ટેક૦
કબહી ઠાડીરે મેં તો તુમારે આંગણીયે
સાકર માંખણ પાવુંરે શામળા૦ ૧
વંદરાવનની કુંજગલનમાં;
ગોવીંદ પ્રભુના ગુણ ગાવુંરે, શામળા૦ ૨
જળ જુમનાંમે પતીયાં ભરન ગઇ
પેઇ સુરત લપટાવુંરે શામળ શામળા૦ ૩
સુંદર જળ જુમનાજીકો નીરમલ
નિત્ય ઉઠી ગંગામાં ન્હાવુંરે શામળા૦ ૪
પુરષોતમ પ્રભુકી છબી નીરખત
ચરણકમળ ચીત લાવુંરે શામળા૦ ૫

...............

ભુલીયાઇ સાળા કુંજનકે બનમેં
કુંજનકે બનમેં, કુંજનકે બનમેં, બંસી બજાઇ મધુબનમેં;
ભુલીયાઇ સાળા૦ ટેક૦

શ્યામકી ખાતર મેં તો જોગન બન જાવુંગી
હોંશ રહી મનકી મનમેં ઝુલીઆઇ૦ ૧
જલ જમુના મેં પનીયા ભરન ગઇ,
ડર લગી અંગીયા ભીતરમેં ઝુલીઆ૦ ૨
પુરષોત્તમ પ્રકીભુકી છબી નીરખત,
મીધુ ગયે મોહન બનમેં, ઝુલીઆઇ૦ ૩

(છોટી બમનકી અગીયાકુ અતર ઉગાકે ચલી—એ રાગ)

બખુબાનકી લગી શામળીઆસે નેહડા લગાકે ચલી. ટેક૦
આવોજી શામળે મેરી લગી, ઠાડે રહો લાલાજી મેં કબકી ખડી,
બખુબાન૦ ૧
હાથમેં ગજરા. ગુલાબકી છડી,
પાઉંસે ઝાંઝર બજાવતી ચલી. બખુબાન૦ ૨
આંખોમે ભરે સુરમોને મુખમાં ભરે પાન.
છોટીસી ઉમર રાધા બોતસા ગુમાન. બખુબાન૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
ગોવાલણી મીલ ગયે જુમનાકે તીરે બખુબાન૦ ૪

# ભાગ ૧૮ મો.

## લાવણી ૧ લી.

હે નાથ અમારો હાથ કેમ ઝાલો છો;
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો;
મારે માથે મહીનું માટ ખોટી નહી થાઉ;
નહી આપું દધીનું દાણ સમ હું ખાઉં,

મારે વીઠલ કહું છું વાત વેગળા રહેજો,
કાંઇ કહેવા હોય તો અળગા રહીને કહેજો
તમે મનના માન્યા મન માલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.
અણીયારી તમારી આંખ ભ્રકુટી ભારી;
મોહીત કરે છે વૃજને વાંસરી તારી;
પણ હું નહી તેવી સમજી લેજો વાલા
નહી સરે એથી અહીં કાંઇ નંદલાલ
જેવો પોતે તેવા સહુને ભાળો છો
શું વાંકા વાંકાં વીઠલ કેમ ચાલો છો
મુકોને પાલવ ફાટે ચુંદડી મારી.
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી
કોમળ આ મારો કર મરડાઈ જાશે
નંદાશે બીલોરી છંદ જોન બહુ થાશે.
ગોરસ માટપર હાથ કેમ ડાલો છો.
શું વાંકા વાંકા વિઠલ ચાલો છો.
તુટશે ચોળીની કસ વાગશે વાલા,
મરડાશે પાવડી મારી નંદના લાલા,
તને નિર્લજને શી લાજ હું તો લાજુ છું
કોઇ દેખે દુરીજન લોક તેથી ભાગુ છું.
સ્વામી ગોરધનના પ્રીતે ડોલો છો.
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.

---

ફીરતારી કહો હો નાર વાત સાંભળજે
આપને દધીનું દાણુ પછી પરવરજે,
બહુ દેખી તારા જેવી નાર ઠગારી
આવી સમજાવા આંખે કાજળ સારી,
વળી ટીકડી કીધી ભાગ ગાલપર ટબકી
ગલામે મોહનમાળા કાળી કંચકી;
શ્રી કૃષ્ણુ કહે તું કહ્યું મારૂં કરજે
આપી દધીનું દાણુ પછી પરવરજે
હું તોડું હાર હવે ગળાનો તારો
જીમનાના ઘાટપરે દાવો દાણુનો મારો
તે કારણુ નારી મહી તારા લુટીશું.
આ રૂપ રંગ ને જોબનનો રસ લઇશું.
તે પછી રાધીકા કરવું હોય તે કરજે
આપીને દધીનું દાણુ પછી પરવરજે
તારૂં મુખડું જોઇને મન હરખે છે મારૂં
ઉભીરે છબીલી નાર માટ ઉતારૂં
બેશોને શીતળ છાય સંગ છે સારો
મેળાપ થશે આ વનમાં તારો મારો
શુભ શીખ આપે શ્રીકૃષ્ણુ કાનપર ધરજે
આપીને દધીનુ દાણુ પછી પરવરજે
ગુલાબી રંગનો સાળુ કસબી કોરે
તુજ કટી સિંહના સરખી ચીતડુ ચોરે
પાયે નેપુર ને ચોળી રંગ ઘેરી છે
અણિયાળી તારી આંખ ઝાઝી ઝેરી છે

કહે ગોવરધનના નાથ વાત સાંભળજે;
આપીને દધીનું દાણ પછી પરવરજે

## લાવણી ૩ જી.

એવું સુણીને રીસથી બોલી વ્રીજની બાળા
ચાલોને પાધરી મુકીને મનનાં ચાળા
મારો જાય સાથ સહીયરનો મુકી દેજો
નવ કરો આળ પાસરા રહેજો
ફુટશે મહીનું માટ દધી ઢોળાશે
મારી મોહન નવરંગ સાડી ભીંજાશે.
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા
જાણીને વાત આ નણુદલ મારી નડશે
સાસુના આગળ સાચા જુઠાં કરશે
મારી સાસુ દેશે ગાળ આળ ચઢાવે
પરણ્યાને કહીને માર મુને ખવડાવે
હું કહું છું એટલા માટે મોરલીવાળા
ચાલોને પાધરા મુકી મનના ચાળા
નારી જોર કરે જુગજીવન અહી નવ ચાલે
ટરો છો ઢોંગ ધુત્યાનો કોઈ નવ આવે
મેં જાણ્યું તારૂં જોર ઢોર ચારીને
કાઢયું છે મોટુ નામ માસી મારીને
ફરતા વનમાં તમે ઓઢી કામળી કાળી
ચાલોને પાધરા મુકી મનના ચાળા
શું સમજે રસ ગોરસનો લેવા કાન

નાનડીઆ નંદના બેસો છાના માના
હું સાંખી રહી છુ ભોળી બાળક જાણી
કે મળશે ગામની નાર કાનુડા દાણી
કહો ગોવર્ધનના નાથ મોરલીવાળા
ચાલોને પાધરા મુકી મનના ચાળા

# ભાગ ૧૯ મો.

## લગ્નમાં ગવાતાં ગીતો.

### ગીત ૧ લું કંકોત્રી,

કંકુ છાંટી કંકોતરી મોકલે કોડે કહાવે સુભદ્રા બ્હેન
વીરા વહેલા આવજો૦
દેવ દુંદાળાને લાવજો એ છે પારવતીનો પુત્ર વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા પવિત્ર પીતા વાસુદેવ વીરા૦
પાંચ પાંડવ તે દાસ તમ તણા હરનીશ જપે તમારૂં નામ વીરા૦
જગત જનેતા દેવકીની રોપના અંજના દેવી તમારા માત
વીરા વહેલા આવજો૦
ભત્રીજા ભલા ભાવતા તમ આવે થાશે સુખડીત
વીરા વહેલા આવજો૦
રાણી રૂક્ષ્મણી ને રેવંતી સતભામા ને જાંબુવતી
વીરા વહેલા આવજો૦
બીંડ બંજન તમારી ભાભીઓ સહુ એકસોને આઠ
વીરા વહેલા આવજો૦

કંથ દીયરીઆને કોડ ઘણાં ભાઇ અવતારણુ ભગવાન વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો બીજી ઉત્તમ વરણુ અનેક વીરા૦
વેદ વાંચતાં વિપ્રને લાવજો બીજો સર્વ કુટુંબ પરીવાર વીરા૦
થોડું લખ્યું ઘણું કરી વાંચજો પ્રભુ નોંધારાના આધાર વીરા૦
પ્રિતીદ્રષ્ટેરે વહેલા પધારજો શેષનાગ નવ પામે પાર વીરા૦
પાને ફુલ ભરાવી છે છાબ અગરચંદન ભર્યા ઓરડારે
જગાડોરે વહુ વનીતા કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસર હોયરે રંનાદેવ પહેલાજ પહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છે છાલ તો અગર ચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે પોયરે રંનાદેવ બીજા પહોરની આરતીરે
પાન ફુલે ભરાવી છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ તીસરા પહોરના આરતીરે
પાન ફુલે ભરાવી છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે નવી વહુના કંથ રાણી રાંદેલને કરે આરતીરે
આરતી અવસરે હોયરે રંનાદેવ ચોથલી પહોરની આરતીરે



ઘાટડીયાળાં નાવારે બેઠાં આદિતની ધરનારરે રંનાદેવ.
સોળ રંગ સોઇ રંગ લાલ કસુંબો. મથુરામાં મોધા વેચાયરે રંનાદેવ
કેળાં કાતળીયા ને આંબા પાતળીઆ ખડણુચાં છોલાયરે રંનાદેવ
મારેરે આંગણે કુઇરે ચણાવો ધુધટે સમણુા પાણીરે રંનાદેવ
ઘાટડીયાળાં નાળારે બેઠાં નથુભાઇની ધરનારરે રંનાદેવ,

સોળ રંગ સોઈ રંગ લાલ કંસુઓ મથુરામાં મોંઘો વેચાયરે રંનાદેવ.
કેળાં કાતળીયાં આંબા પાતળીયા ખડબુચા છોલાયરે રંનાદેવ

## ગીત ૭ મુ.

સમીરે સંધ્યાએ નીસર્યા દેવ કયાં જઇ વસશો ૧
વસીશું તે આંબા આંબલી વસીશું સરોવરની પાળે ૨
વસીશું તે નથુભાઇને ઓરડે જે મીઠા બોલી નાર ૩
મીઠી બોલે ને મન વીસે વળી લાગે છે પાએ ૪
પાયે લાગીને શું માગીયાં વણીવનાં લાજ ૫
અખંડ એ વાત ન ઘાટડી માગ્યા પુત્ર પરીવાર ૬

## ગીત ૮ મું.

રાંદેલ માનો રહરોયે સોરંભતો પુજા કોણે કરી?,
નથુભાઇને ઘેર નવી વહુ તો રાંદેલ પુજા તેણે કરી;

## માંડવાનું ગીત ૯ મું.

મારો માંડવો મોગરે છાયોને નેત્ર ઓછાડીયોને
માનેત માંડવે કોણુ કોણુ આવ્યું ને કોણુ આવશેરે
હું તો જોઉં મામા કીયા ભાઇની વાટ જેને આવે રંગ રહેશેરે
મારે માંડવે મોતીલાલ આવ્યા હરીલાલ આવશેરે
હું તો જોઉં માણેકલાલની વાટ જેને આવે રંગ રહેશેરે
મારે માંડવે દેઈ વહુ આવ્યા કોઇ કોઈ વહુ આવશેરે
હુંતો જોઉ મારી કઇ વહુની વાટ જેને આવે રંગ રહેશેરે.

મારે માંડવેરે આંબાવહુ આવ્યાં જીવકોર વહુ આવશેરે
હું તો જોઉં મારી ઇચ્છા વહુની વાટ, જેને આવે રંગ રહેશેરે,

## ગીત ૧૦ મું

ઉંચા મંડપ મોગરે રચાવો. મેં તો કોડે પગરણ માંડીઆરે
મંડપ ઉપર જાજમો પથરાવો, મેં તો કોડે પગરણ માંડીઆરે
જાજમ ઉપર બાજીઓ ઢળાવો, મેં તો કોડે પગરણ માંડીયારે;
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો, મેં તો કોડે પગરણ માંડીઆરે;
બાજી ઉપર પરમાળીના પાસા, મેં તો કોડે પગરણ માંડીઆરે.
રમશે રમશે રાજપીપળીના રાજા, મેં તો કોડે પગરણ માંડીઆરે.
સામા મળશે નાનાભાઇ દેશાઇ, મેં તો કોડે પગરણ માંડીઆરે,
હાર્યાં હાર્યાં રાજપીપળીના રાજા, મેં તો કોડે પગરણ માંડીઆ
જીત્યા જીત્યા નાનાભાઇ દેસાઇ મેં તો કોડે પગરણ માંડીઆરે,
જીત્યા ઉપર નોબત વગડાવે મેં તો કોડે પગરણ માંડીઆરે,
હાર્યા ઉપર ગધેડા ભુકાવો મેં તો કોડે પગરણ માંડીઆરે.

## ગીત ૧૧ મું.

સુરજ ઉગ્યો કેવડીયાંની ફુણમેં કે વ્હાણેલાં ભલે વાયારે
સુતા જાગોરે વસુદેવના નંદ કે વ્હાણેલાં ભલે વાયાંરે
તમ જાગોરે જાગે સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે
લેજો લેજોરે પીતળનો લોટો કે વ્હાણેલાં ભલે વાયાંરે,
દાતણ કરજોરે તુલસીને કયારે કે વ્હાણેલાં ભલે વાયારે,
સુખ લેજોરે પામરીઓ છેડે કે વ્હાણેલાં ભલે વાયાંરે.
નામ લેજોરે શ્રી નામના નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે
સુરજ ઉગ્યોરે કેવડીયાની ફુણસે કે વ્હાણેલાં ભલે વાયાંરે

સુતા જાગોરે પારવતી વહુના કંથ કે વ્હાણેલાં ભલે વાયાંરે
તમ જાગોરે જાગે સહુ ઢેડ કે વ્હાણેલાં ભલે વાયાંરે
લેજો લેજોરે અધવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે
દાતણ કરજોરે ઉકરડાંની ટોચ કે વ્હાણેલાં ભલે વાયાંરે
મુખ લાજોરે મશોતાને છેડે વ્હાણેલાં ભલે વાયાંરે
નામ લેજોરે તમારા બાપનું કે વ્હાણેલાં ભલે વાયાંરે

## ગીત ૧૨ મું.

કોણે મારાં આંગણું સમરીયાંરે.
કોણે પુર્યો મોતી કેરા ચોક મારાં આગણું રળીઆમણુંરે
કોણે મારાં સામા વાડા ધોળીયારે
કોણે લખીયો હંસને મોરા મારા તોડા રળીઆમણુંરે
ડાહ્યાભાઇએ આંગણું સમારીયાંરે
મોતી બહેન પુર્યાં મોતી ચોક થારાં આગણું રળીઆમણુંરે
લલુભાઇએ સામા તોડા ધોળીયારે
સુરી બ્હેન લખીયા હંસને મોર, તોડા રળીઆમણુંરે

## ગીત ૧૩ મું.

આવો માણુસ બેસો બેસણેરે,
કહો તમારી વાડીયોનું મુલ, માલણ રાણી એમ ભણેરે.
લાખ બે લાખે મારો મોગરોરે
અધભાગે ચાપલીઆનો છોડ. માલણ રાણી.
લાખ ખરચ્યાને લોને લાલજીરે
લાડાકરે મુજીયાજીને કાજ. માલણ રાણી.

## ગીત ૧૪ મું.

હાંરે લીલુડા વાંસ વઢાવો તેની રતન ટોપલીઓ મઢાવો,

ટોપલી મોતીલાલના હાથમાં આપો,
મોતીલાલ ધાંચો થઇ ઘેર આવે
મારી ગંગા બ્હેનને ન ભાવે
સ્વામી ક્યાં લાગી આવડી વાર
ગોરી તારે મઇયર ગરમણુ માંડયાં
પાછલી રાતનાં દળણાં દળાવ્યા,
પરોઢીયામાં પાણી ભરાવ્યાં
વહાણે વાએ વાસીદાં વળાવ્યા
ખરે બપોરે બણુગાં ફુંકાવ્યાં

## ગીત ૧૫ મું.

ઉગતા સુરજની રજ ખરીરે
એનીરે નજરે કાંઇ શ્રીકૃષ્ણ ઘડીયારે ૧
અતી ગોરારે અતી ફુટડારે;
હુ તો તમને પુછું મારાં દેવકીજી વણજારારે ૨
તમે કેમ શ્રી કૃષ્ણ જોઇયારે
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડા વાગેરે ૩
પહોર બે પહોર જશ આરતીરે
આરતીરે કરો દેવકીજીની કુખેરે ૪
જેની કુંખે શ્રી કૃષ્ણ જાઇયારે
ઓરડીએ ઉસ ને પરસાળે અજવાળાંરે ૫
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાંરે,
ઉગતા સુરજની રજ ખરીરે,
એની રજે કંઇ મુજીયાજી ઘડીયારે ૬
એની ગોર ગોરારે અતી દુકડારે

હું તો તમને પુછું મારા રૂક્ષ્મણી વણજારા. ૭
તમે કેમ મુજીયાજી જાઇયારે;
ઘડીએ બે ઘડી ઘડીયાળાં વાગેરે; ૮
આરતડીરે કરો રૂક્ષ્મણીની કુખેરે
જેની કુખે મુજીયાજી જાઇયારે. ૯
ઓરડીએ ઉભા અને પરસાળે અજવાળારે
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાં / ૧૦

ઉંચી ઉંચી મેડી મારાં ઘરરે વીવાતાં તો પોઢાશે
નણદી વસેરે ૧
વીરાંની મેડીએ રૂડા કાચ ઢળાવું
ત્યારે ઢળ્યો તો ભમર ઢોલીઓરે ૨
ત્યાં ચડી પોડે મારો માડીનો જાયો
તો વાએ ઢોળેરે ભાભી કુટડીરે ૩
તો વાએ ઢોળતાં ભાભી ગોઠડીએ ગોઠ્યા
નણદી પાડોશે ન રાખીએરે ૪
દીઠું અણદી નણદી જુરવસ્ત્ર માગે
તો નિત્ય ઉઠીને ક્યાંથી આપીયેરે ૫
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
બ્હેન વિના વીવાહ કોણ મહાલશેરે ૬
સાત સોપારી મારી પાડોશણને આપું
તો તે મારે અહીયાં મહાલસેરે ૭
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો
તો બ્હેન વીના ગણેશ કોણ પુજશેરે ૮

આને લાડુ મારી જેરાણીને આપું
તો તે મારે ગણેશ પુજશેરે ૯
ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ
તો જમવાને બેસે મરાં બેનડીરે ૧૦
ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ
બારીઓએ બેસે મારા બેનડીરે. ૧૧
ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા
તો પાકવાનને ઓરડે મારી બેનડીરે ૧૨
ખાસડું ખંખેરૂં ગોરી ઘણીએક આવે
તે રૂપઇયાં ઉછાળે બેનીના મળોરે. ૧૩
માતાના જાયા તુને દેઉરે આશીષ
તો સાતને દીકરે હિંડજો મલપતારે ૧૪
વહેવણની જોઇ તુને દેઉ આશીષ
તો સાતને શોકે આંસુ ઢાળજેરે ૧૫

# ભાગ ૧૮ મો.

## ગણેશનુ ગીત

ગણેશ પાટ બેસાડીએ ભલાં નીપજે પકવાન,
સગાં સંબંધી તેડીએ જો પુજ્યા હોય મોરાર;
જેને તે આંગણે પીંપળો તેનો તે ધન્ય અવતાર;
સાંજે સવારે પુજ્યા હોય મોરાર;
જેને પેટે ચાર દીકરા તેનો તે ધન્ય અવતાર;
ચારે વહુઓ પાએ પડે જો પુજ્યા હોય મોરાર;
જેને પેટે ચાર દીકરી તેનો ધન્ય અવતાર.

સાચ્યાં મુચ્યાં ધન વાવરે જો પુન્યા હોય મોરાર;
માંકડીઆની મારી જાટડો બાંધી તે ઘરને બહાર
સાંજે સવારે શેક કાઢીએ જો પુન્યા હોય મોરાર;
રાતો ચુડો મારો રંગ ભર્યો કોરે તે કમખો હાથ
ઘરચોળે ઘેર ભાગીએ જો પુન્યા હોય મોરાર;
કાઠા તે ઘઉંની રોટલી ગળગળીઓ કંસાર
ભેગાં બેસીને આરોગીએ જો પુન્યા હોય મોરાર.

## ગીત ૧૮ મું.

પીઠી પીઠી ચોળેરે પીતરાણીરે;
પેહલી પીઠી ચડશેરે મારા જીયા વરને.
ઉતરની ચડશેરે પેલી છોડીને
પાકાં તેલ ચડશેરે મારા જીયા વરને
કાચાં તેલ ચડશેરે પેલી છોડીને,
પડતી કેરી ખાશેરે મારો જીયાવર
ગોટાળાને ચુસસેરે પેલી છોડીરે,

## ગીત ૧૯ મું.

ઉકરડી નુતરતાં વનમાળીરે,
જડીઓ છે સોનાનો ખુટો કે ગુજરમાળીરે
તેની ઘડાશે કોટડી વનમાળીરે
સોવરામેશ જમણા કાને કે ગુજરમાળીરે
ઉકરડી નુતરતાં વનમાળીરે
જડીઓ છે લોઢાનો ખુટો કે ગુજરમાળી
તેનો ઘડાવેશ દીવડો વનમાળીરે
સોવરાવીશ જમણે હાથેરે ગુજરમાળીરે.

## ગીત ૨૦ મું.

ઉંડોને કુવો જળ ભર્યોરે ઈં મળ્યો શેવાળ,
આથમણી ડગમગેરે,
હું તમને પુછું રતી વહુરે કેમરે કુલ્લચંદભાઈ દુબળારે,
રાતે રમે રાણે સોગટાંરે દહાડે દેસાઈઓનો સાથ
આથમણી ડગમગેરે,

## ગીત ૨૧ મું.

પાત્ર વીનાનો લાડવો વનમાળીરે,
પીરસ્યો છે ઇચ્છાવહુને ભાણે કે ગુજરમાળીરે,
જમતાં મનસુખભાઈ સાંભર્યા વનમાળીરે
ઘાલ્યો છે કાંચળીમાય કે ગુજરમાળીરે,
ભરી સભામાં પડી ગયો વનમાળીરે,
ગધેડી થઇ છે ફજેત ગુજરમાળીરે:

## ગીત ૨૨ મું.

જીરે આજ મેં તો અડદા પર્વત નોતર્યારે
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યોરે,
જીરે આજ મેંતો ચોળા પર્વત નોતર્યારે
ચોરા તમે તો મારે વડીઓ મુકવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે
જીરે આજ મેં તો મગ પર્વત નોતર્યારે
મગ મારે તો તમે પીઠી કરવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યારે,

# ગીત ૨૩ મું.

સોનાનો થંભ હીરે જડયોરે,
થંભનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે
થંભનું નામ મોતીલાલ વીવા ઘેર આપણેરે
સોનાનો ગજ હીરે જડયોરે,
ડોશી વાણીયાનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે
ડોશી વાણીયાનું નામ ઝવેરભાઇ વીવા ઘેર આપણેરે
લાંબી લેખણે લેખાં લખેરે
લેખાવટીયાનું નામ ન જાણું વીવા ઘેર આપણેરે
લેખાવટીયા હીમતભાઇ નામ વીવા ઘેર આપણેરે
સાંગા માંચીએ બેઠા પુન કરેરે
પુન્યવંતાનું નામ જાણું વીવાહ ઘેર આપણેરે
પુન્યવંતાં નવલબાઇ નામ વીવાહ ઘેર આપણેરે
ઓરડામાં લક્ષમી વાસો વસેરે
લક્ષમીનું નામ કાશીવહુ વીવાહ ઘેર આપણેરે
ખભે કોથળી સોને ભરીરે
નાણાવટીયાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે
નાણાવટીયાનું નામ માણેકલાલ વીવાહ ઘેર આપણેરે
હાથમાં પાટીયો સોઇ ભલીરે
નીશાળીયાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે
નીશાળીયા ભીખાભાઇ નામ વીવાહ ઘેર આપણેરે
બાંબે પરસાળે બાળક રમે રમે
બાળકનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે

તાંબાના બેડે પાણી ભરેરે
પાણીયારીનું પરસન વહુ નામ વીવાહ ઘેર આપણેરે

## ગીત ૨૪ મું.

પાય પાવઠાને કે કેસરીયા વાઘા,
કાને સોનાની લોળેરે કોઇ વરઘ વધાવો;
એટલે રણછોડરાય સીમાડે આવ્યા
સીમાડે છત્ર ઢોળાવોરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય ભાગોળે આવ્યા,
ભાગોળે ભેરો વગડાવોરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય જાનીવાસે આવ્યા,
કલવો સાળીને હાથેરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય ખડકીએ આવ્યા,
ખડકીનાં ખખડયાં છે કમાડરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય તોરણે આવ્યા,
પુખણાં સાસુને હાથેરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય માયરામાં આવ્યા
મામાજી કન્યાને પધરાવોરે કોઇ વરઘ વધાવો.

## ગીત ૨૫ મું.

ગોતરડો ઉતારોરે ગોરજી વહુ માગે છે સવઇયો ગોરજી
વહુનો બાપ ભવઇયો ગોરજી વહુ માગે છે સવઇયો ગોરજી
વહુનો બાપ ખોકડો ગોરજી વહુ માગે છે બદામ ગોરજી

વહુનો ભાઇ હજામ ગોરજી વહુ માગે છે આરસી ગોરજી
વહુનો ભાઇ પારસી ગોરજી વહુ માગે છે આરસી ગોરજી

## ગીત ૨૬ મું.

લાડણો પાન ચાવે ને રસ ઢોળે,
લાડણો તો વળી વળી પાછું જોવે
જાણે મારા બાપા સાથે આવે
જાણે મારા સસરાનો રંગરાખે
લાડણો પાન ચાવે ને રસ ઢોળે
લાડણો તો વળી પાછું જુવે
જાણે મારી માડી સાથે આવે
જાણે મારી સાસુનો રંગરાખે
લાડણો પાન ચાવે ને રસ ઢોળે
લાડણો તો વળી વળી પાછું જુવે
જાણે મારા વીરા સાથે આવે
જાણે મારા સાળાનો રંગ રાખે

## ગીત ૨૭ મું.

લીલી ઘોડીને પીળો ચાબખો ઘોડી ઘણું ગાજે
લીલડાં જડીત્ર પલાણુ વ્હેવાણુ મારી છન્દો નાચે
છંદે ખુંડાવ્યારે છુંદણા ઘોડી પણુ ગાજે
હોંશે રંગાવ્યા કાળાં દાંત વહેવાણુ મારી છંદે નાચે

મોહી ચઢી જીયાવર સંચર્યાં ઘોડી ઘણું ગાજે
મોહી રહ્યાં ચાર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
હવેને વિશ્વનાથરે મોહી રહ્યા ઘોડી ઘણું ગાજે
ગયામાં ગદાધર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે
ચોથલે ઘોળેશ્વર દેવ વ્હેવાણું મારી છંદે નાચે
સારોએ મોહી શું કીધાં ઘોડી ઘણું ગાજે

## ગીત ૨૮ મું.

બન્યો ઉમલ્યો આવે છે
" લંકાગઢું વાણુ પુરાવે છે
" બેનડીની ઝાલ ઘડાવે છે
" ઉમલ્યો ઉમલ્યો આવે છે
" સુરતગઢ વાણ પુરાવે છે
" ત્યાં થકી સોની તેડાવે છે
" બેનડીની ઝાલ ઘડાવે છે
" ઉમલ્યો ઉમલ્યો આવે છે.
" સુરતગઢ વાણુ પુરાવે છે
" ત્યાં થકી જડીઆ તેડાવે છે.
" બેનડીની ઝાલ જડાવે છે.
" ઉમલ્યો ઉમલ્યો આવે છે.
" અમદાવાદ વાણુ પુરાવે છે
" ત્યાં થકી પટવા તેડાવે છે
" બેનડીની ઝાલ ગંઠાવે છે.
" બન્યો ઉમલ્યો ઉમલ્યો આવે છે.

,, એની નગરીમાં ધુમ મચાવે છે
,, એનો ઉંઘતી લોક જગાડે છે.

---

## ગીત ૨૯ મું.

એક લીલી તે લીલી લીલડી
એને લીલુડી જડીત્ર પલાણુ રે જગલીલડી
મારા સોય ઘોડાને બસેં હાથીઆ
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો
મારી કેમ કરી રહેશે લાજરે જગ લીલડી
મારા કાયાભાઇએ સાનમાં સમજાવીઆ
મારા લલુભાઇએ સાનમાં સમજાવીયા
તમારી બલેરી રાખીશું લાજરે જગલીલડી
એક લીલી તે લીલી લીલડી
એક લીલુડી જડીત્ર પલાણુરે જગલીલડી
મારા સોય ઘોડાને બસે હાથીઆ
મારા ઘોડા દેખીને વેવાઇ બી ગયા
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી
મારા કીયા ભાઈએ સાનમાં સમજાવીયા
મારે મણીભાઇએ સાનમાં સમજાવીયા
તમારી બલેરી રાખશું લાજરે જગલીલડી

## ગીત ૩૦ મું.

આ મારૂં વાજીંત્ર કરે ઝમકારા
જેમરે વાગેરે સાજન મળેરે
વાગતું વાગતું પોળમાં પેઠું

તો ઘરરે વેવાઇનાં કયાં છે રે
ઉંચલા અવાસને નીચલા દરવાજા
ત્યાં મોતી જડયા તોરણ બારણેરે
ચોકમાં ચંપો પરસાલે નાગરવેલ
તો ગોરીએ દીવા અજવાળીયારે
સાત દીકરડા તું જણ મોરી ગોરી
તો જેમ દ્રવ્ય ખરચુંને રવ ચડેરે
એક દીકરડી તું જણ મોરી ગોરી
તો સાજન જમાડું ઘર આંગણેરે
બાપે માયરામાં આપીરે બેટી
તો માડીએ આપી જોટડીરે
રાસ રચું બેનને સાસર આપો
તો ભેંસ દોવા તામડીરે
ચીરના ચંદરવા જાદરના ગાલેચા
તો મછલી બંદરના ચોરસારે
બુરાનપુરી ગોરી વીજાપુરી ઝાઝી
તો નવારે નગરના વાડકારે
ત્રાંબા તરીયા પીતળના અખરીયાં
તો નવારે સુખડના પાટલારે
એટલું લેઇ બેન સાસરે જજો
તો લાજ વધારજો આપણીરે

# ભાગ ૨૧ મો.

## ગીત ૩૧ મું.

મારા નવલા વેવાઇ તમને વીનવું છપ્પરી સાંકળ શેરી વળાવને,
મારા મોટાનું સાજન આવશે તારા ઉકરડા દેખીને લાજશેઃ
તારા છબ્બા છોકરાને મારશે, તારા બઇડં બુઢાને દાટશે,
તને નફટને નહી લાજરે તને નિર્લજને શું કહીયેરે

## ગીત ૩૨ મું.

કુંવર હેલો દઇ ઘોડે ચડીયા એમના વેરીને ધાસકા પડીયા,
દહી દુધનાં ગોરસ ખાટાં, એમના વેરીનાં હઇયાંરે ફાટયાં;
ખહાં દુહુનાં ગોરસ ભરીયાં એમના વાલ્લાનાં હઇયાંરે ઠરીયાં.

## ગીત ૩૩ મું.

વર તે બહુરે હોંશીલો વર તો બહુરે ખાંતીલો;
એની મરધાનયણી જુવે વાટરે નગારાં વાગે ધીમે ધીમે
વરને તો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને ઉતારીયો વસાવતાં લાગી વારરે
વર તો મોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને ખુપ વસાવતાં લાગી વારરે નગારાં૰
વર તો ગાંધીડા શેરી વચ્ચે સંચર્યોરે
વર શ્રીફળ વસાવતાં લાગી વારરે. નગારાં૰
વર તો ડોશીડાની શેરી વચ્ચે સંચર્યોરે
વરને શીરબંદ વસાવતાં લાગી વારરે. નગારાં૰
વર તો તંબોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને પાન વસાવતાં લાગે વારરે નગારાં૰ ઇત્યાદી

## ગીત ૩૪ મું.

તો જમ જમરે જમઈડા કલવો તારી માડી પીરશેસે કલવો.
તારી સાસુએ પીરસ્યો છે કલવો તારી સાસુ તે હબ્બાની ભોળી.
તને ઘીમાં નાંખશે ભોળી તારી ... તે હબ્બાની કપટી,
તને મીઠું નહીં આપે ચપટી તારા ગાંઠે આવડો શો મચકો:
તને ગોળ ન આપે કરી ધચકો.

## ગીત ૩૫ મું.

મારી ઈંધણુ વેવણુ જાગરે તારા ઘર પછવાડે થઈ રહ્યા છે સોરરે
મારા પગ સુજી થયા થાંભલા પેલી વેવણુને લઈ ગયા જાંગલા
મારા પગ સુજી થયા આરસી પેલી વેવણુને લઈ ગયા પારસી.

## ગીત ૩૬ મું.

શેરી શેરી ઘુઘુરડાં વાગે છે.
કોઈ ઉમરાવ જાદો આવે છે.
કોઈ જાણુ કરો પીછાણુ કરો,
પેલા નવલા વેવાઈને જાણુ કરો.
પેલા કોકીલા વહેવાઈને જાણુ કરો.
તારી શેરી છે સુંવાળીરે.
તારી ઘરધણીઆણી કાળી,
અમારી જાનમાં આવ્યા મોટારે
વહેવણુ જળ ભરી લાવે લોટારે
વહેવણુ સેજેરે કંકાવટી
તારે બારણે આવ્યો નાણાવટી
વહેવણુ સેજેરે સોપારી
તારે બારણે આવ્યો વેપારી

વહેવણુ લેજેરે સુપડલું
તારા ચુલા પછાડી ગારોરે
તારે દીકરી જણ્યાનો વારોરે
તારા ચુલા પાછળ ઈંટરે
તારે દીકરી જણ્યાની રીતરે
તું તો દીકરી જણી જણી થાકીરે
આંબા કેરીની પેઠે પાકીરે

## ગીત ૩૭ મું.

હળવે હળવે પોખરે મોટાના ટાપારે
બાળા વરને વાગશે સાઠી ચોખારે
રવઈયો ના પોકેશ વહેવાણ
રવઈયો તારે વલોવા જોઈશું
સાંબેલું ના પોકશ વહેવાણ
સાંબેલું તારે ખાંડવા જોઈશું
તરાકે ના પોકેશ વહેવાણ
તારાકે તારે કાંતવા જોઈશું
સળીએ ના પોકેશ વહેવાણ
સળીઓ તારા બાપનાં પાળીયાં
સંપુટના પોકેશ વહેવાણ
સંપુટ તારે દીવો કરવા જોઈશું
ધુંસરૂં તારે ગાડે જોઈશું

# ભાગ ૨૨ મો.

## ગીત. ૩૮ મું.

લીપ્યાં ગુપ્યાં ઓરડા સાપોલીયું જાય
ફુલચંદની પુંઠમાં સાપોલીયું જાય
જાય મુછો મરડતું સાપોલીયું જાય
જાય ધડાકા લેતું સાપોલીયું જાય
એ એના બાપા સાપોલીયું જાય
દીઠું હોય તો કહાડરે સાપોલીયું જાય

## ગીત ૩૯ મું.

સુરત શહેર વસે એક સોનીરે ઘડજે વાકડાની પોંચુરે
એની પોંચીએ ઝાઝા હીરારે
બાજુ બંધ સરખી પોંચીરે
મુંબઈ શહેર વસે એક જડીઓરે
જડીઆ જડજે લાકડાની પોંચીરે
એની પોંચીયે ઝાઝા આંબારે
પોંચી લાવે લાકડાના મામારે
બાજુ બંધ સરખી પોંચીરે
અમદાવાદ વસે એક ઝવેરીરે
ઝવેરી પારખ લાકડાની પાંચીરે
એની પાંચીએ ઝાઝાં મોતીરે
પોંચી લાવે લાકડાની માશીરે
બાજુબંધના સરખી પોંચીરે

ત્યાં તો નટવર ચઢીયા ઘોડેરે,
વરકન્યા પરનીને ઉઠયારે.

## ગીત ૪૦ મું.

અમારૂં જીરૂં તમારી વલીયારી.
એ બેને પરણાવો વહેવાઇઓ સંપજ રાખો.
એ બેને બોલે બનશે વહેવાઇઓ સંપજ રાખો,
અમારા હીમતભાઇ તમારી પરસન વહુ એ બેને પરણાવો
વહેવાઇઓ સંપજ રાખો એ બેને બોલે વહેવાઇઓ
સંપજ રાખો એને બેને જુગતે જુડુ વહેવાઇયો સંપજ રાખો

## ગીત ૪૧ મું.

વર કન્યા કંસાર જમે વહેવણની દાઢ ગળે,
લાડાને કંસાર ન ભાવેરે લાડી ડુચે ડુચે મારેરે.
લાડો તો સકાળમાંથી આવ્યોરે લાડી તો દુકાળમાંથી આવીરે.

## ગીત ૪૨ મું.

વર કન્યા કંસાર જમે જાનઇયાની દાઢ ગળે
કોળાયો કંસાર આપે તો ખાઇએરે;
નથી તો આશા મુકી ઘેર જઇયેરે;

# ભાગ ૨૩ મો.

## ગીત ૪૩ મું.

એક ઝારા ઉપર ઝારીરે એતો કન્યા થઇ અમારીરે
એતો અમારાં કણાં કરશેરે એની માને ઓઢે મુતરશેરે

## ગીત ૪૪ મું.

સામા ઓરડામાં અધમણ જીરૂં
જીવાવર પરણે હું તો ધંટીએ ના ધીરૂં

તળીયા ઘીના ઘેબર મને મીઠડાં લાગે,
સામા ઓરડામાં અધમણુ અડદી.
જીઆવર પરણે હું તો જોઈને ઠરતી
તળીયાં વીમાંનાં ઘેબર મીઠડાં લાગે
સામા ઓરડામાં અધમણુ મીઠે
જીઆવર પરણે મેં તો અચરજ દીઠું
તળીઆ ઘીમાંના ઘેબર મુજને મીઠડાં લાગે

## ગીત ૪૫ મું.

લાડી આપી પાડી આપી જાનઈયાની માડી આપી
તોય લકધા માંડવા હેઠરે
અમે ઈદરીયો ગઢ જીત્યોરે આનંદ ભલા
લોકો કહે મોતીભાઈ જુઠારે આનંદ૦
એ તો દીકરો પરણાવી ઉઠયારે આનંદ૦
લોકો કહેતા ફુલચંદભાઈ સાચારે આનંદ૦
એનો દીકરો પરણાવીને નાચ્યારે આનંદ૦

## ગીત ૪૬ મું.

અમે આવ્યાતા રંગજેર રમવારે અમે આવ્યાતા ;પરસન વહુને લેવા
એમે આવ્યાંતાં પરસન વહુને જોવાને
એના જોયામાં શું જોશોરે;

## ગીત ૪૭ મું.

ત્રાંબાકુડી તે નગર સોહામણી;
માંહી ભરીયાંરે ગવરીના ઘી સાહેલીરે આંબો મોરીઓ.
મારા કીયાંભાઇનાં વાજીંત્ર વાગીઆં.

પેલા વેવાઇનાં પડયારે નીશાન. સાહેલીરે આંબો મોરીઓ.
તાંબાકુંડી તે નગર સોહામણી, મહી ભરીયાંરે ગવરીના ઘી. અ. સા.

મારા કીવાભાઇની મેડીએ દીવા બળે,
મારા વાડીલાલની મેડીએ દીવા બળે;
પેલા વેવાઇનારે ઘેર અંધારાં.
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબાકુંડી તે નગર સોહામણી.
માંહી ભરીયારે ગવરીનાં ઘી સાહેલરે આંબો મોરીઓ
મારી કોઇ વહુને પેરણુ સાડી ભલી,
મારી રતી વહુને પેરણુ સાડી ભલી.
પેલી વેવાણનેરે લઇ ગયા ચોર.
સાહેલીરે આંબો મોરીઓ. ઈત્યાદી.

## ગીત ૪૮ મું.

એના માંડવે નથી કાંઇ વાંસ વળી એના ઘરમાં નથી કોઇ ઘરધણી
એના ઘરમાં ફુલચંદ મરઘો માલે પેલા વખતા બીચારાનું કાંઇ નચાલે
એના આણ્યા તાણ્યાને શુંએ ગઇએ. એના માગ્યાતાગ્યાને શુંરે ગઇએ
પુંજીબાઇના પરદ્વારને શુંરે ગઇએ.

# ભાગ ૨૪ મો

## ગીત ૪૯ મું.

ઉઠો વેવાઇ ભીત પડે;
ભીત પડે તો પડવા દો, ઠાલુ દોઝખ ભરવા દો,
આગળ ફુલચંદ પરણ્યાતા ઠાલું દોઝખ ભરયું તું
હવે પાનાભાઇ પરણે છે ઠાલુ દોઝખ ભરે છે

## ગીત ૫૦ મું

એના ઘર પછવાડે ઈંટ પડી એને દીકરી જણ્યાની રીત પડી,
એના ઘર પછવાડે બાવળીઓ એને દીકરી જણ્યાનો વાવળીઓ;
એના બારણે ગોમતીનો ગારો એને દીકરી આપ્યાંનો છે વારો;

## ગીત ૫૧ મું.

જીરે સરસ્વતી સ્વામીને વીનવુંરે
જીને ગણપત લાગુ પાય મારૂ તોરણીયું હીરે જડયું.
મારે હીમતભાઇને ધીરજલાલનાં જોડવાંરે,
પેલો વેવાઇને બીલાડાની જોડ. મારૂં૦
મારી રતી વહુ ને જીવકોર વહુનાં જોડલાંરે
પેલી વેવાણને ભુંડણોની જોડ. મારૂં૦

## ગીત પર મું,

પેલો વેવાઇ બાઇ કુંવારોરે મારૂજી દયારામનો કેવડો.
એને કુતરી સાથે પરણાવોરે મારૂજી૦
એ કેમ કરી બોલડાં બોલેરે મારૂજી૦
કુતરી બસશે, વેવાઇ બોલશે એમ કરી બોલડાં બોલેરે,

# ભાગ ૨૫ મો

## સીધરાજ અને જસમા ઓડણની ગરબી

ગાજે પાટણ પુરમાં ગરવી ગુર્જરનો ધણીરે;
સાચો સમજો પેલો સોલંકી સીદ્ધરાજ
જેની કીર્તિ વ્યાપી રહી આ જગમાં ઘણીરે
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે
મોટા માન સરોવર દેવળ ધર્મ વિશાળ

ચોથી સર્વ પ્રજા સતરૂ સર્વ નમાવીઓરે
તેણે પાટણ પાસે એક સરવર આદર્યું રે
ખોદે ખાડા ત્યાંતો માળવી ઓડણ અનેક
નાખે ઓડણો મટોડા ચાથે લઈ પજુરે
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે
માટી લેતાં જસમા ઝુલાવે નીજ બાળ
વળતાં મુખડું દેખી જાય કુંવરને વારણેરે
સાદા વેષે ફરતાં રાજાએ દેખી પરીરે
જાતે રૂપાળી રંગીલીને પરમ ચતુર,
પાસે જઈને રાજા કહે છે સુણ તું સુંદરીરે
સીધરાજ-માટી સારવાને આ કોમળ કાયા કરી નથીરે
પાળે બેસીને રીઝાવ તું તારૂં બાળ
બીજી ઓડણો છે કામ કરે તારી વતીરે
જસમા-જસમા કહે છે રાજા કામ કરી ખાવું ગમેરે.
મુજને બેસી રહેતા વાધે અંગમાં રોગ;
મારા નવરા દહાડા બેઠે નવ જાયે કદીરે.
સીધરાજ-જસમાં જંગલમાં વસવાને તું સરજી નથીરે.
મારા નગર તણો તું આવીને જો નોક
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે
જસમાં-નરે અંધારી શેરીને ઉંચી મેડીઓરે;
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માગ
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે;
સીધરાજ-જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બનીરે;
તારા હલકામનમાં ઉઠે હલકા ઘાટ;

ન કળે ખાખરની ખીસકોલી સાકર સ્વાદનોરે
**જસમા**-રાજા મેલાં મન માણુસના મેલા શહેરનારે;
મેલી ગલીઓમાં મારે છે દુરગંધ
મેલાં ઝેર તણા જીવો છે જીવે ઝેરસાં
**સીધરાજ**-જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે;
તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે જોસથીરે
**જસમા**-રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળ છેરે
જેવો સુરજ આગળ તારાનો ચળકાંટ.
મારા જંગલની મોજો તો મોંગે મુલ છે રે,
**સીધરાજ**-જસમાં જંગલની વાતો તું આજે વિસારજેરે
મીઠા નરઘાને સારંગ કેરા સુર
ગાયન સુણવાને કાજે તું મહેલે પધારજેરે
**જસમા**-રાજા નવ રીઝું સારંગી કેરા સુરથીરે;
મેના સોર બપઇયા ટેવ્યા મુજ કાન
વાતો કોયલના ટૌકાની તો કહેતા નથીરે
**સીદ્ધરાજ**—ઓડણ આવો તો ઉતારૂ મેડી માળીએરે
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રિય જનોને માની નીશદીન પાળશુંરે.
**જસમા**—મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડીરે,
મેડી માળે ચઢતાં મુજને આવે ફેર;
પડતાં પગ ભાંગે ને કાયા થઈ જાય કુબડીરે.
**સીદ્ધરાજ**—ઓડણ આવો તો પીગસવું મેવા ચુરમાંરે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દરબાર;

તેને દેખીને હરખાશે ઓઢણુ ઉરમાંરે.

**જસમા**—મારે ઓઢણુને તો વાળુ જોઇએ પેંશનારે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહીને દુધ મઝેનાં મારે ખુરી મેંશનાંરે

**સીદ્ધરાજ**—ઓઢણુ માગી લ્યોને આછા સાળુ ઓઢણુંરે
હીરા માણેક મોતી સોનાના ભંડાર;
આવી કંચનવરણી કાયાપર શોભે ઘણુરે

**જસમા**—છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશેરે,
નાંખુ ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર;
પહેરૂં ફુલતણી માળા તો પરણ્યો રીઝશેરે.

**સીદ્ધરાજ**—જસમા કહે તું મુજને કેવો છે તારો પતીરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથીરે

**જસમા**—પેલો કેડ કસીને કામ કરે મારો પતીરે,
જેના મોળીયામાં બહેકે છે બહુ ફુલ:
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે

**સીદ્ધરાજ**—જેને કામ કરતાં એ ન્યાળે તારા ભણીરે,
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ;

**જસમા**—રાજા સાચાને ભય લેશ નથી સંસારમાંરે,
મારા પતિને મારો સંપૂર્ણ વિશ્વાસ;
હુંતો અન્ય જનોને ભાઈ ગણી રહું ભારમાંરે.

**સીદ્ધરાજ**—જસમા રાણાને રાજાને હું તાબે કરૂંરે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ;
તારા આગળ હું નવ અમલ મહાવવા આદરૂંરે.

જસમા—રાજા કાયા ને માયા પર બળ જપનું વસ્તુંરે
અણુએ જીવ ધર્યો છે જુદો કાયા માંય;
મારે ભુપ તણું માથુ તે પર ન ચાલે કશુંરે.
સીદ્ધરાજ—જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છેરે,
આવા દંપતીને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છેરે.
જસમા—રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશેરે,
એવી અલ્પ જીંદગી માણે સૌ લોક;
રૂડી રહેણી સુખ પરલોક પુરણ આપશેરે
એવું કહીને જસમાં ટોપલી લઇ ચાલી ફરીરે
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઇ છે જસમાના પતિવ્રતની જેને ખાતરીરે.

---

# ભાગ ૨૬ મો.

## સતી સાવિત્રી ચરિત્રનો ગરબો.

### [ પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે ] એ રાગ.

કવિ—રૂડા અશ્વપતિ રાજાની ડાહી દીકરીરે,
જેનું સતી શિરોમણી સાવિત્રી છે નામ;
જેણે સ્વામીને છોડાવ્યો યમપાશથીરે,
જેણે સકળ જગતમાં અમ્મર કીધુ નામ,
તેના ઉત્તમ ગુણની ગરબી ગાઓ સુંદરીરે. ૧
રાજા એક હતો ઘરડો ને આંખે આંધળોરે,
તેનું શત્રુએ લઇ લીધું રાજ્યાસન

તેથી જંગલમાં જઇ બાંધ્યું તેણે ઝુંપડું રે;
તેને સત્યવાન નામે લાડકડો તન,
કરતો માતપિતાની સેવા પુરા પ્રેમથીરે; ૨
જેની કંચનવરણી કાયા વાણી મીઠડીરે,
મીઠા મ્હેરામણના જેવો ગુણ ગંભીર;
ઘરડાં અંધ પિતામાતાની જાણે લાકડીરે;
કરતો માતપિતાની આગ્નાને આધીન,
તેની સાથે વરવા સાવિત્રીએ આદર્યું રે,

નારદ—ત્યાં તો નારદજી સમજાવે બાળા બેલડીરે,
તેની સાથે વરતાં થાશે મોટી હાણ
એનો આવરદા તો એક વર્ષ બાકી રહ્યોરે
માટે ના કરતી તું વગર વિચાર્યું કામ
બીજા રાજકુંવર રૂપાળાની સાથે વરોરે.

સાવિત્રી—ત્યારે સાવિત્રી બોલી નારદજી સાંભળોરે,
લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર •
મ્હેં તો મનથી માન્યો તે પરમેશ્વર માહરોરે
મ્હારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર,
માટે એ વરની સાથે સગપણ મારૂં કરોરે.

કવિ—જોઇ અડગપણું પુત્રીનું રાજાએ પછીરે,
દીધું સત્યવાનની સાથે કન્યાદાન,
રૂડી રાજ્યમહેલની વસનારી વગડે વસીરે
ત્યાગી અંબર જુના વસ્ત્ર કર્યાં પરિધાન;
સ્નેહે સ્વામી સસરા સાસુની સેવા સજીરે. ૬

જેણે કઠણ ભુમિપર પાય કદી દીધો નથીરે;
જેના પડતા બોલ ઉપાડે દાસી દાસ,
જેની કોમળ કાયા ફુલ શય્યાપર લોટતીરે,
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ;
મનથી માન્યું મારા વલ્લભમાં બાકી નથીરે. ૭
ત્યાં તો જળના રેલાસમ દિવસો જાતા હતારે,
બાળા નારદજીનાં વચનો કરતી યાદ,
મનમાં ભય ધરતી નવ કરતી કોને વારતારે
મનથી ગોઠવતી શું કરવા તેના ઘાટ,
રજની દિવસ વિચારો એના એ મનમાં થતારે. ૮
દા'ડા ચાર રહ્યા આવરદાની અવધી તણારે
સતીયે તે સમયે ત્યાં અન્નજળ કીધું ત્યાગ.
જોડયું ચિત્ત પ્રભુમાં ધારીને શુભ ધારણારે;
સોંપ્યું શ્રીહરિના ચરણે પોતાનં ભાગ્ય, ૯
**સાવિત્રી**—મારી વ્હારે ચડજો હે દિનબંધુ શામળારે.
જાણ્યું સાસુ સસરે વહુઅર સંકટ વેઠતીરે,
**સાસુ સસરા**—શાને માટે કરતી અન્ન ઉદકનો ત્યાગ,
શાણી શા માટે તું કારણ કંઈ કહેતી નથીરે;
કષ્ટે કરમાશે કોમળ આ ત્હારી કાય,
વહુઅર આ વયમાં વ્રત કરવાં યોગ્ય તને નથીરે ૧૦
**કવી**—દુખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રત વિધિએ કરીરે;
આવ્યો સ્વામી સ્વર્ગ સિધાવા કેરો દિન,
**સાવિત્રી**—આજે ના થાઉં અળગી હું મારા નાથથીરે;

**કવી**—એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન.
સ્વામી સંગે રેવા તૈયારી છાની કરીરે, ૧૧
ત્યાં તો સત્યવાન માબાપ તણે ચરણે નમેરે;
કરમાં લઈ કોવાડો કાષ્ટ કાપવા જાય,
ત્યારે સાવિત્રી સ્વામીને છાની વિનવેરે,

**સાવિત્રી**—આજે વન જોવાની મુજને ઇચ્છા થાય.
માટે સંગાતે લઇ જાઓ સ્વામી મુજનેરે, ૧૨

**સત્યવાન**—ઘેલી નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે,
ત્હારી કનકલતા સરખી કાન્તિ કરમાય.
વ્હાલી વગડામાં ઝાઝા કંટકને કાંકરારે;
ત્હારી પંકજ સરખી પગ પાની છુંદાય,
માટે હઠ મેલી અલબેલી ઘરમાંહી રહોરે. ૧૩

**સાવિત્રી**—સ્વામી તમ સંગાતે જંગલ મંગલ લાગતું
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા વાય.
હું તો પગલે પગલે પંથે તમ પુંઠે રહુંરે;
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય.
માટે સંગાતે લઇ જાઓ સ્વામી મુજનેરે. ૧૪

**સત્યવાન**—નારી જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરોરે,
આજ્ઞા માગો જઇને માતપિતાની પાસ.
આજ્ઞા આપેતો ચતુર ચાલો મુજ સંગમાંરે,
વ્હાલી વડીલ જનોની આજ્ઞા નવ લોપાય,
લખિયું શાસ્ત્ર પુરાણે જાણોછો સરવે તમોરે ૧૫

સાવિત્રી—આજ્ઞા માગીને ચાલ્યાં આનન્દે દંપતીરે,
પંથે કરતાં પ્રેમે વિધવિધ વાત વિચાર.
મુખ મલકાવે પણ સાવિત્રિને ચિન્તા અતીરે;
રાખે પળ પળ પોતે સ્વામીની સંભાળ,
મનમાં ધીરજ ધારીને સંભારે શ્રીહરિરે. ૧૬
આવ્યાં ગાઢા વનમાં નરનારી બે સાથમાંરે,
વીણ્યાં કુસુ અને ફળ ઇચ્છાની અનુસાર.
વળતી કોવાડો લીધો પોતાના હાથમાંરે.
લાગ્યો કાષ્ટ કાપવા સત્યવાન તે વાર,
એનો આવરદા તો તે સમયે પુરો થયોરે.
લાગ્યો થાક ઘણો ને અંગો લાગ્યાં ધ્રુજવારે,
આવી તમ્મરને રૂંધાયા તેના પ્રાણ
મુકી કાષ્ટ કાપવા આવ્યો સાવીત્રી કનેરે.

સત્યવાન—વ્હાલી ઓચિન્તી આવે છે તનમાં તાણુ,
શાણી નહિ સમજાતું દુઃખ ઘણું થાતું મ્હનેરે.

સાવિત્રી—મારા નાથ તમારાં સંકટ હરજો શ્રીહરીરે,
તમને કુળદેવી વનદેવીની રક્ષાય,
ઘરડાં માતપિતાની સેવાના પુણ્યે કરીરે;
વ્હારે આવીને વિશ્વેશ્વર કરશે સ્હાય.

કવિ—એવું કહીને બેઠી મસ્તક ખોળામાં ધરીરે. ૧૭
ત્યાં તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે,
જેના વસ્ત્ર તણો દીશે છે રાતો રંગ
તેને માથે છે મુગટ ને કુંડળ કાનમાંરે,

દેખી સાવીત્રીને ભયે ઉપજ્યો કંપ,
તો પણ ધીરજને ધારી બોલી સુંદરીરે. ૨૦

સાવિત્રી—કે છે સાવિત્રી કોણ તમે સાચું કહોરે,
નક્કી લાગો મુજને દેવતણા અવતાર
આવ્યા શા માટે ને શું કરવા મનમાં ચાહોરે;
મારા મનમાં શંકા થાયે અપરંપાર. ૨૧

કવિ—એવું બોલી શિર નમાવી સાવિત્રી રહીરે

યમરાજા—હું તો છું યમરાજ સાંભળ એ શાણી સતીરે;
આવ્યો છું તારા સ્વામીને લેવા કાજ.
એના આવરદાની આજ અવધ પુરી થતીરે,
ત્હારા સ્વામીનો સ્નેહ હવે વિસાર. ૨૨

કવિ—નાંખી પાશ પકડયો સુક્ષ્મ દેહ એવું કહીરે,
દેખી બંધાયેલા સ્વામી કેરા દેહનેરે
સતીએ તે સમયે કરવા માંડયું કલ્પાંત

સાવિત્રી—બાંધીને કયાં લઇ જાઓ છો મારા નાથનેરે.

કવિ—એવું કહીને દીધો યમરાજાને સાદ,
ચાલી પડછાયાની પેઠે પાછળ સુંદરીરે. ૨૩

યમરાજા—બોલ્યા ત્યા યમરાજા સાંભળ હે શાણી સતીરે;
જા તું પાછી ત્હારા આશ્રમમાં આવાર
ત્હારા સ્વામીની કર અંતક્રિયા વિધિએ કરીરે;
જેથી થાએ તેના જીવ તણો ઉદ્ધાર.
નારી નાહક શ્રમ કરવાથી ફળ કસુએ નથીરે. ૨૪

સાવિત્રી—બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે.
મ્હારા નાથ વિના હું પાછી નહિ ફરનાર,

જ્યાં લઈ જાશો ત્યાં આવું પણ સંગ તજુ નહીરે.
સ્વામી વિના છે સુનો સઘળો સંસાર,
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલુંરે. ૨૫
પુછું યમરાજ હું ઉત્તર આપો મુજનેરે;
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાયા
મ્હારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય
તેનો ઉતર આપીને ત્ર્ળતી ડગલું ભરોરે. ૨૬
**યમરાજ**—શાણી અમૃત સરખી વાણી ત્હારી સાંભળીરે,
મ્હારા અંતરમાંહી ઉપજે છે અનુરાગ,
ત્હારી ઇચ્છામાંહી આવે એવું એ સુંદરીરે;
તારા સ્વામીના જીવિત વિણુ બીજું માગ્ય,
ત્હારી ઇચ્છા પુરણુ કરવા હું ઉભો અહીંને. ૨૭
**સાવિત્રી**—મ્હારા સસરા છે ઘરડાને આંખે આંધળારે
ત્હેની રત્નસમી બે આંખે સારી થાય,
આવે તેજ સુરજના સરખું બન્ને આંખોમાંરે;
અંગે વૃદ્ધપણાનું દુઃખ કદી નવ થાય,
એવું બોલીને સાવીત્રી કર જોડી રહીરે. ૨૮
**યમરાજ**—ત્હારા સાસરાની આંખો નારી સારી થશેરે;
વધશે સુરજના સરખું આંખોનું નુર.
ત્હેની વૃદ્ધપણાની પીડા સઘળી વામશેરે;
માટે જા પાછી પુત્રી આવી બહુદુર.
ઝાઝું ચાલ્યાથી એ શાણી શ્રમ તુજને થશેરે. ૨૯
**સાવિત્રી**—બોલી સાવિત્રી કર જોડી યમરાજ સુણોરે,
મ્હારે વસવું જોઇએ સદાય સ્વામી પાસ,

મુજને શ્રમ નવ લાગે સ્વામી સંગે આવતાંરે
સ્વામીથી દુર વસતાં તનમાં પ્રગટે ત્રાસ;
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધીક્કાર છેરે, ૩૦
તમને જોતામાં યમરાજ શ્રદ્ધા મુજને થતીરે,
મ્હારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય.
શાણુઓ કે' છે કરવી સજ્જનની સંગતીરે
તેના પુણ્ય જન્મના પુણ્યેથી બંધાવા
સજ્જનોની સંગતીનું ફળ મિથ્યા જાતુ નથીરે. ૩૧

**યમરાજ**—પુત્રી વાણી ત્હારી અમૃત સરખી લાગતીરે.
મ્હારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ
ત્હારા સ્વા ના જીવિત વિના બીજું ફરીરે;
મ્હારી પાસે ,પુત્રી મનગમતું માગ્ય
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે. ૩૨

**સાવિત્રી**—મ્હારા સસરાનું રાજ્ય દબાવ્યું દુશ્મનેરે
તેથી કીધો છે વગડામાં આવી વાસ.
તેનું રાજ્ય ગયેલું સરવે પાછું સાંપડેરે,
નિત્યે ધર્મ રહે અંતરમાં પુરી વાસ,

**કવી**—એવું બોલીને સાવીત્રી કર જોડી રહીરે. ૩૩

**યમરાજ**—પુત્રી સસરા ત્હારા રાજ્ય ગએલું પામશેરે,
મળશે ,મનગમતા વૈભવ ઓ શાણી નાર,
ત્હેની ધર્મ વિશે દ્રઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશેરે;
પાછી વિચર હવે પુત્રી નવ કરતી વાર,
ત્હારી દેહે દુઃખ થશે ઓ કુળવંતી સતીરે. ૩૪

**સાવિત્રી**—મ્હારા દુઃખ વિશે બાકી સી ? યમરાજા કહોરે.
મ્હારી નજરે બંધાયેલો દેખું નાથ,
મ્હારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમેરે,
સુખમાં દુઃખમાં પણ રેવું સ્વામીની સાથ.
મ્હારે સ્વર્ગ તણાં સુખ શું કરવા સ્વામી વિનારે,
રાખો સકળ જગતને નિયમ મહી નિત્યે તમેરે
આપો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ.
રાજા રંક શત્રુંને મીત્ર ગણો સરખા તમેરે,
તેથી નામ તમારૂં ધર્મરાય કહેવાય.
શરણે આવેલાનું સંરક્ષણ કરતા તમેરે,

**યમરાજા**—શાણી વચનો ત્હારા અંતર મ્હારૂં ઠારતારે
જેવા તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય;
પુત્રી ના શરમાતી મ્હારી પાંસે માગતારે.
બીજું ત્હારા સ્વામીના જીવિત સીવાય,
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે.

**સાવિત્રી**—મ્હારા તાત તણું ઘર પુત્ર વિના સુનુ દિસેરે,
ત્હેને આપો ગુણીયલ સો પુત્રો યમરાય,
તેનો વંશ તણી આ વિશ્વ વિશે કીર્તી વધેરે.
મ્હારાં માતપિતાના સંકટ સરવે જાય.

**કવી**—એવું બોલીને કરજોડી રહીરે.

**યમરાજા**—ત્હારા તાત તણે ઘર ગુણીયલ સો પુત્રો થશેરે,
થાશે દશે દિશામાં વંશ તણો વિસ્તાર
ત્હારા માતપિતાના સંકટ સર્વ ટળી જશેરે,

તુજને આપ્યું ત્હારી ઇચ્છાની અનુસાર.
આવી દુર ચલે પુત્રી ના તું પાછી હવેરે.

**સાવિત્રી**—મ્હારા સ્વામીની સંગે છું તો ક્યમ દુર છુંરે;
મારૂ મન તો દોડે છે એથી પણ દુર
સ્વામી સંગે રેંવું એ ભુષણ સતીઓ તણુંરે;
ત્યાગી કાયાને છાયા ક્યાં જાયે દુર,
સ્વામીના વિરહે સતીઓનું જીવવું દોહલુંરે,
રાખે પુર્ણ ભરોંસો સજ્જનનો જગતા જનોરે.
વિનંતી કરતા સજ્જનનો રાખી વિશ્વાસ,
શતરૂ મિત્ર સદા સરખા માને છે. સજ્જનોરે,
આવે નહિ સુરજમાં અંધારાનો ભાસ,
સજ્જનની સજ્જન્તા કદિયે પલટાતી નથીરે;

**યમરાજા**—ત્હારાં વચનો શાણી અમૃતથી પણ મીઠડાંરે
મુજને સંભાળતા આવે પ્રેમ અથાગ
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનારે.
ત્હારા સ્વામીના જીવિત વીણુ બીજું માગ,
ત્હારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે.

**સાવિત્રી**—મુજને આપોતો યમરાજા માગું એટલુંરે,
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય.
મ્હારા કુળનું આ જગમાંહી માન વધે ગણુંરે
મ્હારી વડીલ જનોના ચરણે પ્રીતી થાય
એવું બોલીને સાવીત્રી કર જોડી રહીરે.

**યમરાજા**—તુજને તેજસ્વી સો પુત્ર ઓ બાળા થશેરે,

ત્હારા કુળનું ઝાઝું વધશે જગમાં માન;
ત્હારી વડીલ જનોના ચરણે પ્રીતી વાધશેરે,
માટે જા પાછી ઘર તું થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે. ૪૪

**સાવીત્રી**—આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર;
મોટા માણસના વચનો મિથ્યા જાતાં નથીરે,
બોલ્યું અણબોલ્યું મોટા જનનું નવ થાય;
જાયે પ્રાણ પરંતુ વચન થકી ફરતા નથીરે. ૪૫
થાવા સો પુત્રો વરદાન તમે આપ્યું મનેરે,
તે તો કેમ સત્ય થશે મહારાજ;
બાંધી લઇ જાવા ધારો છો મારા નાથનેરે,
પળશે કેમ કરીને વચન તમારૂં આજ;

**કવિ**—એવું બોલીને સાવીત્રી કરજોડી રહીરે. ૪૬

**યમરાજા**—પુત્રી ધન્ય તને સાચો છે નિશ્ચય તાહરોરે.
બાળા ત્હેં મુજને વચને બાંધ્યો આ વાર,
આજે નિશ્ચયના બળથી ત્હેં વશ મુજને કર્યોરે,
લે આ છોડું છું પુત્રી તારો ભરથાર;
પામ્યો વર્ષ ચારસોનું આયુષ તારો પતીરે. ૪૭
મ્હારા સૌ વરદાનો ફળશે તુજને દંપતીરે,
જગમાં ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય;
પામી સુખ જગતમાં અંતે થાશે સુગતીરે.

**કવી**—એવું કહીને અંતરધ્યાન થયા યમરાય,
વાગ્યાં દેવ દુઃદુભી પુષ્પ તણી વૃષ્ટિ થઇરે. ૪૮

વળતી આવ્યાં આશ્રમમાં સંગાતે દંપતીરે.
સતીના અંતરમાં આનંદ અતિ ઉભરાય,
સહુને વીતકની વાતો વિસ્તારીને કહીરે,
પ્રેમે લાગ્યાં બન્ને વડિલ જનોને પાય.
આપો અંતરની આશિષો સૌ નરનારને. ૪૯

સરવે વરદાનો યમરાજાના સાચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ;
અંતે શ્રીહરીને શરણે વસીને સુખીયાં થયાંરે.
બોલો જય જય કહે છે મિત્ર ગુલાબીરામ,
ગાતા શિખતાં સરવે સદ્વર્તન શાળી થજોરે. ૫૦



## મનુસ્મૃતી

મુળ સહિત ગુજરાતી સરળ ભાષાન્તર આપણા ધર્મશાસ્ત્રનો મનુસ્મૃતિ એ સર્વ માન્ય ગ્રંથ છે. આર્યશાસ્ત્ર વેદમાં મુખ્ય શ્રુતિ અને સ્મૃતિ એ બે અંગ છે. તેમાં સ્મૃતિએ આપણને દુનિયાના, અને ઇશ્વરના કાયદા સમજાવી ખરૂ શું અને ખોટું શુ એ બતાવી આપ્યું છે. ખરૂ પુછો તો આપણા હિંદુ ધર્મનો પાયોજ તેમના ઉપર છે. આપણા આચાર, વિચાર, કર્મ, ધર્મ, પરસ્પરનો સંબંધ. આપણી ફરજો, આપણે શું કરવું જોઇએ, શું ન કરવું જોઇએ, અમુક કામ કરવાથી શું ફળ મળે ? રાજા તથા પરમાત્માના કેવા કાયદા છે ? એ સર્વ અમુલ્ય વિષયો શીખવાનું સ્મૃતિએ મુજબ સાધન છે. કોર્ટ અદાલતમાં હિન્દુના કાયદા તરીકે આ પુસ્તક ગણાય છે. હિન્દુઓના ન્યાય ચુકવતી વખતે યાતો ધર્મ સંબંધી કોઇ જાતનો વાંધો ઉઠે અથવા પાપકર્મ થયું હોય તો તેનાથી નિવૃત થવાનું સાધન આ મનુસ્મૃતિ છે. કાગળ ગ્લેજ ઉંચા. પાકું સોનેરી પુંઠું મોટી સાઇઝના ૪૭૫ પૃષ્ઠ હોવા છતાં કિંમત માત્ર રૂ. ૪ પોસ્ટેજ ૧૨ આના જુદા.

## અરેબિયન નાઇટ્સ.

ખુબીનો ખજાનો અક્કલનો ભંડાર, અને વારતાઓનો મહાસાગર આ અરેબિયન નાઇટસનું પુસ્તક છે. આમાં ન્હાની મોટી અસંખ્ય વારતાઓનો સંગ્રહ છે. વારતામાં પેટા વારતા એવી એવી ઘણી વારતાઓ હોવાથી એકવાર વાંચવા લીધા પછી તે હાથમાંથી હેઠે મુકવાનું મન થતું નથી. દુનીયાની દરેક

ભાષામાં તેનાં ભાષાન્તર થયેલાં છે. અને તે સર્વના સંખ્યામાં વેચાય છે. સો સારા પુસ્તકોમાંનું તે એક પુસ્તક છે. અને રંક બધાને સરખો આનંદ આપે તેવું આ પુસ્તક છે. ઘણા વખતથી આની આવૃતી મળતી ન હતી તે હમણા જ તેની ચોથી આવૃતી બહાર પાડવામાં આવી છે કાગળ ગ્લેઝ ઉંચા પાકુ સોનેરી પુઠુ મોટી સાઇઝના લગભગ ૬૦૦ પ્રષ્ટ છતાં કીંમત રૂ. ૪॥ પોષ્ટેજ ૧૦ આના જુદા રફ કાગળ પાકું પુઠું કીંમત રૂ. ૩॥ પોષ્ટેજ ૧૦ આના જુદા.

# ધી એંગ્લોહરીડે કૉરસ પૉન્ડેન્સ

## (કિંવા) હંમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપુર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું નિમંત્રણ, નિમંત્રણનો સ્વીકાર, અસ્વીકાર, ઉઘરાણી, રીપોર્ટ, દાકતરને બોલાવવા સંબંધી. ભલામણપત્ર; ભેટ મોકલવા સંબંધી, બેંકમાંથી રૂપીયા મંગાવવા બાબત, મકાન ખાલી કરવા, નોકર રાખવા, અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠ્ઠી, રજા રદ કરવા બાબત, રેલવેનો ડબ્બો રીઝવર્ડ કરવા બાબત, ભુલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલસોજી, તેનું ઉત્તર, સ્ટીમર સંબંધી પુછપરછ, તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઇ પરનું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી રાજીનામા માટે અરજી; મ્યુનીસીપાલ સેક્રેટરીને અરજી, રેલ્વે સત્તાધિકારીને અરજી,

મુળ સન્ધિ સણુંદ માટે અરજી; વૈદ્યકીય સટીર્ફીકેટ, પુસ્તક રજીસ્ટર કરવા બાબત, રજીસ્ટર કરવા બાબત, પગાર વધારવાની, બદલી કરવા માટે અરજી, ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણપત્ર ઉઘરાણી, તેનો જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત, નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાબત સંબંધી, એક દુકાનદારનો બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાનભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત, હુંડી મોકલવા બાબત, હુંડીના નાણું મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાનભાડું વધારવા બાબત, કોઇ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સંબંધી દીલસોજી પત્રો, અમુક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તાવેજ વિષે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહીં. આજજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ છ આના.